

# ફૅશનેબલ જમાનો

યાને

# ડુબતી નૌકા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર જદુલાલ નારણદાસ.

માલીક—જાહેર પુસ્તકાલય.

ઠે સ્વામીનારાયણના મંદીર પાસે દુકાન

નડીઆદ.

સંવત ૧૯૭૯. સન ૧૯૨૩.

આવૃત્તિ ૧ લી પ્રત ૪૦૦૦

કીમત

એક આનો.

૪

# ફેસનેબલ જમાનો

યાને

# ડુબતી નૌકા.

## અમે તો વાણીઆ ભાઇ.

( રાગ—ગઝલ. )

વિવેકી નેકી ને ટેકી, વળી ડીકરા ડહી માના,
અમે મગ નામને કહીએ, મરી સરખુ ન કહેવાના;
કદી સપડાઇ જઇએ તો, ચલાવીને ચતુરાઈ,
કરિ હે હે હશી પડીએ, અમે તો વાણીઆ ભાઇ. ૧

ગળી સો વાર ગરણેથી, ફરી વળીં પાણી પીવાના,
દિવાના વાયડા વહેમી, કહો તેથી ન બીવાના,
પુજા મસ્તક તણી કરીએ, મળે જો રોકડી પાઈ,
ખનાખનથી ખુશી થઇએ, અમે તો વાણીઆ ભાઇ ૨

હલાલી વ્યાજ સટ્ટામા, ઉથલ પાથલ કરોડોની,
અમે કરીએ પલક માહી, નથી દરકાર ત્રોટાની;
છતા એ ખોટ આવે તો, અમે ના જઇએ ગભરાઇ,
ફરરર ફુ કાઢીએ કાચુ, અમે તો વાણીઆ ભાઇ ૩

---

શ્રી લક્ષ્મીવિજય પ્રી પ્રેસ (બ્રાન્ચ) રતનપોળ નગરશેઠની
મારકીટમાં દેસાઈ રાયચંદ છગનલાલે છાપી—અમદાવાદ

ભુલ્યા ત્યાથી ફરી ગણીએ, પડી જાતાં ઉભા થઇએ,
મુકેલી પાઘડી માથે, ચડપ દઇ પાછી ફેરવીએ,
પડી કે આખડી જઇએ, કદી ઠીક ઠોકરો ખાઇ,
છના તેમાથી પણુ રળીએ અમે તો વાણીઆ ભાઇ ૪

ગણી ત્રણુ ચોકુ ચુવાળી, હીસાબે વાકુ ના વદીએ,
બની ઉદાર તેમાથી અરધ નાણુ જવા દઇએ,
લખી ખત ધીરીએ નાણુા પ્રથમથી વ્યાજ કાપી લઈ,
રીઝી ઘર મારીએ એવા, અમે તો વાણીઆ ભાઈ ૫

દિવાની કોર્ટમા દોડી, હુરાજી જપ્તી વાર ટે,
વસુલ ટેરીએ લઈ બેલીફ અધુ નાણુ વગર ટટે,
અને જો માર ખઇએ તો ઘડીભર રહીએ ગમ ખાઈ,
વખત આવે ના વીસરીએ, અમે તો વાણીઆ ભાઈ ૬

છુપાવી કોથળા માહી પુરી એક પાચ શેરીને,
પછીથી કઈ સપાટા દઇ પ્રસાદી દઇએ વેરીને,
પડી જઇએ પછી પોતે ઘણુા ગુલાટીઆ ખાઇ,
ગળે પડીએ બીચારાને, અમે તો વાણીઆ ભાઈ ૭

તુટે ચમડી છના દમડી અવરને આપી ના દઇએ,
ખવાએ તેટલુ ખાઇં ખુશીથી ઘેર ના ખઇએ;
જમી પર ઘેર નાતોમા પછી ખુબ ઓડકારો ખાઈ,
વધારી ફાદ ને ફરીએ, અમે તો વાણીઆ ભાઈ ૮

મરણુ કીયા કા લગ્નોમા, વરા સંકોચ વણુ કરીએ,
જમાડી પામીએ જસના, કુલણુજી તે સમે બનીએ,
વરો વીતી જતા વાળુ, કરતા છાશ મગાવી,
ઊઘાડા ઘર નળે દાટા, અમે તો વાણીઆ ભાઈ. ૯

## બાળાનો બળાપો યાને કજોડાની કહાણી.

( રાગ—ગઝલ. )

સુણો કહાણી કજોડાની, ધરીને ધ્યાન અબળાની,
કજોડુ કયા મઢાયુ આ, અરેરે ભાગ્યમા મારા ૧
થઈ હુ વર્ષ પદરની, પીયુ છે બાળ નાનેરૂ,
લખાયા લેખ કયા આવા, અરેરે ભાગ્યમા મારા ૨
ડરે છે બોલવા ટાણે, વિષયની વાત ના જાણે;
શુળી સમ સાસરી આવી, મળી કયા ભાગ્યમા મારા. ૩
વદે છે વેણુ જે નણુદી, શુણાએ ના જરા કાને,
પિચાશી આ મળી સાસુ, અરેરે ભાગ્યમા મારા ૪
બળ્યા આ મહેલને માળા, મુકો પૈસા મહીં પુળો,
ગરીબી કાં લખાઈ ના, અરેરે ભાગ્યમા મારા ૫
ગમે શણુગાર ના સજવા, મને તે આગ સમ લાગે,
સુખે ભોજન લખાયુ ના, અરેરે ભાગ્યમા મારા ૬
મળી સાહેલીઓ સઘળી, કરે છે મશ્કરી મારી,
સળગતી આગની હોળી, અરેરે ભાગ્યમા મારા ૭

જુવાની જોસમાં માતા, વીહાળી લાલ ઇશ્કીને,
નીસાસા નાખતી હું તો, અરેરે ભાગ્ય પર મારા. ૮
ચહે ચીત્ત જારીં છીનાળી, છતાં નીતી તજાએ ના,
રહી આશા નીરાશા આ, અરેરે ભાગ્યમાં મારા ૯
મળી છે કાગને મેના, જડયો પત્થર મણી સંગે,
લખ્યો ના લેખ વીધવાનો, અરેરે ભાગ્યમાં મારા ૧૦
કદી હુ હોત વીધવા તો, હતું આથી ઘણું સારૂ,
બળાપો આ રહ્યો કયાથી, અરેરે ભાગ્યમા મારા ૧૧
દઉં આ દોશ હુ કોને, પુરી છુ પુર્વની પાપી,
કરૂ જો ઘાત હુ મારી, ઠરૂ છુ આત્મની ઘાતી ૧૨
નીમીત્ત તો તાત છે મારો, અધમના કૃત કરનારો,
નહીં પેદાશ કરનારો, હરામી અન્ન ખાનારો. ૧૩

* * * *

કર્તા—

કબાલો કે કુળીનાઓ, કરે છે જે દુકીતાનો,
સુખી કો દી નહિ થાશે, જરૂરે સત્યથી માનો. ૧૪
બીચારી ગાયને પુત્રી, ગમે ત્યા મોકલી જાશે,
કદાપી ના નહી કહેશે, ભલે બેહાલ ત્યા થાશે. ૧૫
પટેલો ન્યાતના મોટા, સુધારો ન્યાતની સ્થીતિ,
જવાબો આપવા પડશે, પ્રભુની રાખજો ભીતી. ૧૬

તમે છો ન્યાતના રાજા, છતાં શું પાપ આ થાયે,
જુઓ બાળા બળીદાને, અતી અન્યાયથી જાએ ૧૭
ન હોએ જેહમા સત્તા, કહે માધવ કમાવાની,
ધરીને અંગ પર સાડી, વદોને જય ભવાનીની ૧૮
બનીને હીજડા જેવા, જઇ ચુવાળમાં રે'જો,
મજુરી વીણુ જો નાણું, મળે નહિ તો મને કે'જો ૧૯
( લેખક–શા. માધવલાલ છગનલાલ–પેથાપુરવાળા. )

---

## સફેદ ઠગ યાને બગ ભગત.

( રાગ—ગઝલ. )

જુઓ જગમા વધ્યા બાવા, ધુતીને સર્વને ખાવા,
નવીન આ પંથ કાઢયો છે. અરે સૌને બનાવાને. ૧
ધરીને હાથમા ઝોળી, શરીરે રાખ બહુ ચોળી,
ગળામા માળ ઘાલી છે, અરે પૈસા કમાવાને ૨
નસીબો સર્વના જોતા, ભવિષ્યો સર્વને કહેતા,
કીતાબો હાથમા ધારી, પુરા જ્ઞાની ગણાવાને ૩
ગીની, ચાદી અને રૂનો, કરાવે કૈકને સટ્ટો,
મઝાની રૂખ આપે છે, બિચારાને રડાવાને ૪
બતાવે કોઇકને તેજી, બતાવે કોઇકને મંદી,
બડાઈ હાકતા ભારી, પછી રાડો પડાવાને ૫
કહે છે સર્વને બચ્ચા, જુવો બાપા બન્યા સૌના,
જટા મોટી વધારી છે, અબુધોને બનાવાને. ૬

બીચારા અંધ ભકતોને, ભમાવીને ગુરૂ થાતા,
મુઠી ચેલા અને ચેલી, નરક ગામી ખુશી થાતા ૭
પછી ફોટા પડાવીને, કરાવે ચર્ણની સેવા,
રખડતા રોઝની પેરે, જમે મીઠાઇને મેવા. ૮
ગરીબ અજ્ઞાન બાળાઓ, તજી સ્વામી તણી ભક્તિ,
ગુરૂ સમ તેહને ધારી, અહો નિશ પ્રેમથી ભજતી ૯
ફસાવી જાળમા પુરી, કરે છે જ્ઞાનના ચુરા,
પતિવૃત તેહનુ હરવા, વિષયમા અંધ છે પુરા ૧૦
ઘડી શૃંગારની ટીકા, ઘડી અદ્વૈતની ગીતા,
ઘડી મુર્ત્તિ તણી સેવા, બતાવાને નથી બીતા ૧૧
અરે! ભાઇ અને બ્હેનો, અરજ મમ ઊરમા ધારી,
કરો પુજા હરામીની, જરા ડંડા થકી સારી ૧૨

લેખક—શાહ માધવલાલ છગનલાલ પેથાપુરવાળા.

## વાંઢાનાં વલખાં અને દલાલોની દોડધામ.

( રાગ—ગઝલ. )

વાંઢા—

જે હોય કન્યાના દલાલો, આગણે અમ આવજો;
તેહુ અમારૂ ધ્યાનમા લેઇ, આગણે અમ આવજો ૧
મળશે દલાલી અહીં ઘણી, બીજનેશ તમારૂ જામશે,
આશા અમારી પુરશે, તેતો દલાલી પામશે ૨

સોદા બધા નક્કી કરી, બુકમાંહી નોધી લાવજો,
તેડુ અમારૂ ધ્યાનમા લેઇ, આંગણે અમ આવજો ૩
જુઓ દલાલો છે બધા, કૈઈ શેર ને ચાંદી તણા,
અળસી દીવેલી સુતરના, કાપુસના પણ છે ઘણા ૪
આ-પણ નગે વેપાર છે, પરવા ન કોની ધારજો,
તેડુ અમારૂ ધ્યાનમા લેઇ, આગણે અમ આવજો ૫
ભાઇઓ ભલે આવ્યા તમે, કરવા દલાલી કારમી,
શરતો અમારી સાભળી, કરજો દલાલી કારમી ૬
પાછળ નહિ વાધો પડે, તેવું કરીને આવજો;
તેડુ અમારૂ ધ્યાનમા લેઈ, આગણે અમ આવજો ૭

આંધળો—

આ એક છે કાણી અને, બીજી થકી દેખાયના,
ખાડો અને ખાબોચીયું, આ નેત્રથી પેખાયના ૮
ઊમર વરસ છે પાતરીની, ધ્યાન માહી ધારજો,
તેડુ અમારૂ ધ્યાનમા લેઇ, આગણે અમ આવજો ૯

બુઢ્ઢાજી—

ઉમ્મર થઇ ઝાઝી હવે, આ વાળ પણ ધોળા થયા,
આ ગાલમા ખાડા પડયાને, દાત સૌ જુઓ ગયા ૧૦
કન્યા યુવાની ખીલતી, શોધી સરસ અહીં લાવજો,
તેડુ અમારૂ ધ્યાનમાં લેઇ આગણે અમ આવજો ૧૧

ઉલ્લુસીંહ—

આ પુત્ર છે મમ બાયલો, ને જીંદગીનો ભોખડો,
ગાડો અને ઘેલો દીસે, ને ભુત સમ તે ઓપતો. ૧૨
પેદાશ કરવી હોય તો, જોડી કૃપાળી લાવજો,
તેડુ અમારૂં ધ્યાનમા લેઇ, આગણે અમ આવજો ૧૩

દલાલો—

મહાશય અરજ સૌ ધ્યાનમાં લઈ, આંગણે તમ આવીઆ,
ઈચ્છા તમારી પુરવા તમ આગણે અમ આવીઆ ૧૪
જુઓ સહુ દેવાગના સમ, છે જરા ખામી નથી,
વિદ્યા ભણી કુશળ થએલી, લેશ પણ ખામી નથી ૧૫
દીપાવશે તમ આગણુ, તેવી લઇને આવીઆ,
પેદાશ કરવા પેટની, તમ આગણે અમ આવીઆ. ૧૬

કર્તા—

ધીક્કાર છે તમ પેટને, જગ બોળવા શું જન્મીયા,
પર પુત્રીને કુવે ઉતારી, નર્ક ખાવા જન્મીયા ૧૭
કીડા પડો રૈ-રૈ તમારા, પેટમા ઓ પાપીઆ;
ડુબી મરો તમ શ્યામ મુખ, લઇને અરે ઓ પાપીઆ ૧૮
ઓ! ન્યાતના શેઠો જરા, હાલત જુઓ નિજ ન્યાતની,
વિક્રય તણા વહેપારથી, હાલત જુઓ નિજ ન્યાતની ૧૯
કે ન્યાતમા નિજ ન્યાતના, શેઠો કરે અન્યાય આ,
પૈસા તણા છકમા છકી, વિક્રય કરાવે હાય આ ૨૦

બાળા તણા આપો પડો, તે શેઠીઆની જાત પર,
માધવ કહે ફીટકાર છે, તે શેઠીઆની જાત પર. ૨૧

( લેખક-માધવલાલ છગનલાલ પેથાપુરવાળા )



## જરની જોરૂ યાને પ્રપંચી પ્યાર.

સુણોને સુદરી મારી, ફના હુ તો થયો ભારી,
હવે સુણ વાત તું મારી, હવે બાકી શું છે લેવુ
જહર તારૂ દીલે વ્યાપ્યું, મહારી મત્ર તું ભણજે,
દીધુ છે તન બદન આખુ, હવે બાકી શું છે લેવુ.
કરી ના માલની પરવા, કરી ના આબરૂ વા'લી,
જીવન દીધુ બધુ આલી, હવે બાકી શું છે લેવું.
ઠગારી તે ઠગી લીધો, ગુનેગારી ન મારી છે,
હૃદય મારૂ હરી લીધુ, હવે બાકી શું છે લેવુ.
ઘડીએ ના સુખી કીધો, લુટીને માલ સૌ લીધો,
ઉતારી કુપમા દીધો, હવે બાકી શુ છે લેવું
પ્રથમ ના જાણતો આવી, લખેલું તે થયું ભાવી,
દીધો પ્રેમેજ લોભાવી, હવે બાકી શું છે લેવું
હૃદય જોયુ ભલું તારૂં, મગર ઝેરી કટારીનુ,
વીંધીને ટુકડા કીધા, હવે બાકી શું છે લેવું.
કમળ પર શું ભ્રમર લોભો, દગાથી હાય સપડાયો,
દઈ વિશ્વાસ રખડાવ્યો, હવે બાકી શું છે લેવું.

અધમ બુદ્ધિ તણી નારી, ખુવારી તે કરી ભારી,
રૂઠયા શું દેવ મોરારી, હવે બાકી શું છે કરવું
અરે ઓ ! નીચ વેશ્યા તે, લગાવ્યા નેનના ખંજર,
કીધા છે હાલ તે બુરા, હવે બાકી શું છે લેવું.
દીવાનો હું થયો પ્યારી, જીવન આધાર તું મારી,
મળો તો થાઉં આભારી, રહ્યું છે એટલું કરવું

વઠેલી વનિતા—( કામાંધને આપેલો જવાબ )

અરે ઓ કામના અંધા, વિચારી જો જરા નજરે,
પ્રિયા છે કોણ અહીં તારી, હવે તું ઇશને ભજરે
અમારો એજ છે ધંધો, બણુચકને બનાવાનો,
નથી તે વીજુ કઇ ફંદો, અમારે નો કમાવાનો
પ્રિયા પ્યારી અગર *પાળી, ગમે તેવું તમે માનો,
પતંગો થઇ મરો તેમા, અમારો દોષ છે શાનો
ઉતરને તું હવે હેઠો, લવારી છોડને તારી;
તજી દે આશ તુ મારી, નથી કોઈ અહીં પ્યારી.

કર્તા—

પ્રપંચી પ્યારમા ડુબી, રખડતા કૈંક મે જોયા,
કહે "માધવ" ફસી ફંદે, અનેકે પ્રાણને ખોયા

લેખક—માધવલાલ છગનલાલ શાહ—પેથાપુરવાળા

---

*પાળી=છરી

૫૦૮૬૮



## વ્યસનીને વિનતી.

વ્યસની વિનોદના વહેવારીઆરે, સુણો વાત આ એકરે,
દેવાળીઆ કોઇ ના કહે, તેવો રાખજો સૌ ટેકરે—
વ્યસનીની વાત ભાઇ સાભળો.
દારૂ પીએ કેક દાનવીરે, ધરી મરકટનો વેશરે,
દેવી પુરાણુનો લે દાખલો, એ છે પરસાદી બેશરે—
વ્યસનીની વાત ભાઇ સાભળો.
જર ગુમાવે જો ગાઠથીરે, કરે ઇજ્જત લીલામરે,
રોગી બનીને રીબાય છે, સેવે નર્કનું ધામરે—
વ્યસનીની વાત ભાઇ સાંભળો
નારી રૂવે ઘેર બાપડીરે, ફરે ફાકડાજી બહારરે;
છૈયા ભીખારી પેરે આથડે, ઘટે ચૌટે વહેવારરે—
વ્યસનીની વાત ભાઈ સાભળો.
બીડીએ બગાડયો બધા દેશનેરે, કર્યા ગાજે ગમારરે;
વિજીઆ દેવીએ વસુધા મહીં, કર્યા આળસના ચારરે—
વ્યસનીની વાત ભાઈ સાભળો.
સુખે સુવાયના સેજમારે, બધી રાત ખુખુ થાયરે,
લાગ્યો ક્ષય રોગ જો તેમા કદી, વેલો જમપુરમા જાયરે-
વ્યસનીની વાત ભાઇ સાંભળો.
ચાદી પડે છે કાળજેરે, જુઓ આખ ઝીણી થાયરે;
નુર ઘટે છે શરીરનુ, હાડ પીંજર જણાયરે—
વ્યસનીની વાત ભાઈ સાભળો.

"માધવ" કરે છે વિનતિરે, મુકો વ્યસનની ટેવરે,
સુખી થશો સંસારમાં, શરીર સુધરે તતખેવરે-
વ્યસનીની વાત ભાઇ સાભળો.

( લેખક-માધવલાલ છગનલાલ-પેથાપુરવાળા )

## અભીમાનીને ઉપદેશ.

( રાગ-ગઝલ )

જીગરને જોડજો ભાઇ, જરા જગનાથની સાથે,
બન્યા શું અંધ માયામા, ભમે છે કાળ સૌ માથે ૧
પ્રપંચો સર્વ છે ખોટા, છતા સાચુ ગણી બેઠો,
હશે છે કાળ જોઇને, છુપાઇને અરે બેઠો ૨
કદાપી સંત કે સાધુ, તમારે આગણે આવે,
નથી દમડી કદી દેતા, તમારે કામ તે આવે. ૩
કરો છો ડોળથી સેવા, ધરો છો દેવને મેવા,
નકામુ માન મેળવવા, પછી નિજ બાળને દેવા ૪
બનાવ્યા મહેલને માળા, રૂડા બાગો મનોહારી,
વસાવી છે ઘરે ગાડી, વળી મોટર ઘણી સારી ૫
નથી પરમાર્થ કઇ કરતા, અહોનિશ મોજમા ફરતા,
વડાઈ ન્યાતમા લેવા, અતીશય વીત્ત વાવરતા ૬
ગળે તુળશી તણી માળા, પહેરી ગંગમા નાતા,
કરી ટીલા કપાળે હા! નીયમથી દર્શને જાતા. ૭

દયા નહી લેશ કંઈ ધારો, અભાગી દીન પ્રાણી પર,
કરો છો ત્રાસની વૃષ્ટી, ગરીબ કંગાળ નોકર પર. ૮
ચઢી અભીમાનની ટોચે, બનો છો નર્કના વારસ,
કથીરને કર મહીં ધારી, ગુમાવો છો ખરો પારસ. ૯
જવાનું છે ખચીત બધું, વરસ પચાસ કે સાઠે,
નથી ચીરકાળ રહેવાના, નહી કો જામ અહીં આડે. ૧૦
ઘડી વ્હેલા અગર મોડા, શરણ જગનાથની થાવુ,
તજીને આ ક્ષણીક સુખો, હજુર કીરતારની જાવુ ૧૧
ચહો જો ધામ ઈશ્વરનું, કરો નીષ્કામની ભક્તિ,
દયાળુ તે ભલુ કરશે, અતુલ છે તેહમા શક્તિ ૧૨

( લેખક-માધવલાલ છગનલાલ-પેથાપુરવાળા. )

## સુધરેલીની માગણી

( રાગ-ગઝલ. )

તજી આ ખફકનુ બધન, પિયુ! મોજે ઉડાવોને!
સુધારાના બની સાથી, દખલના સો હઠાવોને!
જમાનો આ નવો આવ્યો, નવુ સૌ જ્ઞાન છે લાવ્યો,
મને પ્રિય! એ ઘણો ભાવ્યો, તમે એને વધાવોને!
પિયુજી પ્રાણથી પ્યારા, સુણો બે બોલ આ મારા,
તજીને સહુ જુના ધારા, નવી ફેશન જમાવોને!

રસીલી હુ ભલી નારી, પિયુ, હકદાર છું પ્યારી,
સુણીને વાત આ મારી, જૂના વહેમો જલાવોને !
જવું છે પાર્ટીમા આજે, કલબને સ્થાપવા કાજે,
વિના ડ્રેસે હૃદય લાજે, બજારેથી અપાવોને !

ગમે શું ચોળીઓ આવી ? પિયુ, ઘો પોલકા લાવી,
મજાનો ડ્રેસ પહેરાવી, સુધાર'મા ખપાવોને '
જગતના વેદિયા ઢોરા, સુધારાને ગણે છુરો,
મને તો શૉખ છે પૂરો, ગમારોને હરાવોને !

જીવનનો ફાયદો શુ છે ? બધુ હબગ દિલે ખૂચે,
મઠમ સમ મ્હાલવુ રૂચે, ખીસા પૈસે ભરાવોને !
અપાવો બૂટની જોડી, સરસ જેની ઉંચી એડી;
મને સાથે સદા તેડી, પિયુ નાટક બતાવોને !

બજારે જાઉં છુ જ્યારે, પગે ચાલુ સદા ત્યાર,
ઘટે શું એ જરા રે ! રે !! મને મૉટર અપાવોને !
શરમ સૌ આપણે હરીએ, બની ફક્કડ બધે ફરીએ;
ઉપાધિ સૌ ઉડે દરોએ, નિડર થઈને ડુબાવોને !

તજીને જ્ઞાતિની પરવા, સુધારા સ્થાપીએ ગરવા,
સુશોભિત હાઉસને કરવા, સરસ ફોટા પડાવોને !
હવેલી આ નથી સારી, લજાવે છે અતિ ભારી,
હૃદયમા હોશને ધારી, બીજી બિલ્ડીંગ બનાવોને !

નહિ ચશ્મા વિના ચાલે, સુધારાની સભા કાલે;
કરી હોસી બધાં બાળે, ઘરેણા કૈં ઘડાવોને !
ખરિદો એક કો વાડી, લઇ ત્યા આપણી ગાડી,
હવા ખાવા જશું દા'ડી, હૂકમ મારો ઉઠાવોને !
ચહો જો નાથ આ કાયા બહનની હોય કૈં માયા;
વસાવો એક કો દાયા ! અદેખાઇ ગુમાવોને !
ઉંચુ અત્તર અપાવોને, સદા સુખમાં ઝુલાવોને,
અજબ ભપકો બતાવોને, સુધારાને દીપાવોને !

* * * * *

જુઓ આ નાર અલબેલી, ઉભય કુળની શરમ મેલી;
ગણાવે હાય ! સુધરેલી ! સુધારો એ હઠાવોને !
છકેલી પાર્ટીમા જાતી, અને ત્યા નાચતી–ગાતી,
અનીતિ માહી લપટાતી, ખરો રસ્તો બતાવોને !
મિસિસ કૈં મિસ બને નારી, અવરની કીસ ગણે પ્યારી,
બનાવે જીંદગી ખારી, અરે, એને બચાવોને !
પતિનું માન ના રાખે, હૂકમના શબ્દ સૌ ભાખે,
નહિ કિરતાર એ સાખે, છકેલીને જણાવોને !
પતિને પાવલી રોજી, પ્રિયા તો ફૅશને મૉજી,
કહો શું સુધરે બાજી ? જગતને એ પૂછાવોને !
નવી નિત્ય સાડીને ચોળી, ધરે બસ, નાર નખરાળી;
લચકતી જાય મત વાળી, નીતિ એને પળાવોને !

ગણો ના શાસ્ત્ર કો સારૂં, સગુ-સબંધીં ના પ્યારૂં,
સુધારે હાય ! ઘર માર્યું ! ! બધે એવું છપાવોને !
સુધારો કહી રખડનારી, હજારોની કરે વારી,
અરે, સૌ કેળવો નારી, સરલ પંથે ચલાવોને !
કરી પરમાર્થને પ્રીતે, રહે નિજ દેશના હિતે,
પ્રભુનુ ધ્યાન પ્રણુ ચિન્તે, પ્રિયાને સૌ ધરાવોને !
"પતિ નિજ પ્રાણુથી પ્યારો," સુખદ એ મંત્ર છે સારો,
સતિ, સૌ અંતરે ધારો, સુધારો એ સ્થપાવોને !

( ઋષિમુખ પૃષ્ટ ૨૩૧ લેખક-ધીરજ. )

## નવા જમાનાનો જેન્ટલમેન.

( રાગ-મનહર )

અત્તર ફુલેલ અંગ કેશમા ધુપેલ ચાર;
છેલાઈ કરીને છેલ નીકળે સુહાગીઓ
બુટને સ્ટોકીંગ પાય હાથ લાકડી જણાય,
સાફ સુફ કરી અંગ ચાલે વરણાગીઓ
નાટકમા જાતો નીતે સીગારેટ પીએ પ્રીતે,
નીશો કરી નીશદીન ખોટા છંદે લાગીઓ.
પરનારી ફેરા પ્યારે વધ્યું તે ખોયુ જુગારે,
નાણું ખોઈ નીર્ધન થયો નર તે અભાગીઓ

---